પ્રકાશન નં. ૩૫૭

# આયાતે શિફા

સંપાદકઃ
હઝરત મૌલાના અબ્દુલકરીમ પારેખ સા.
મદ ઝિલ્લુહૂ

અનુવાદક
અબ્દુલકાદિર ફાતીવાલા



પ્રકાશન વિભાગ :
દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ,
મહમૂદનગર, મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫
તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

**પ્રકાશન નં. ૩૫૦**

# આયાતે શિફા

: સંપાદક :

**હઝરત મૌલાના અબ્દુલકરીમ પારેખ સા.**

મદ્દ ઝિલ્લુહૂ .

★★★

: અનુવાદક :

**અબ્દુલકાદિર ફાતીવાલા**



પ્રકાશન વિભાગ
દારુલ ઉલૂમ ભરૂચ-મહમૂદનગર
મુ. પો. કંથારીઆ-૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ • (Gujarat-India)

પ્રકાશક :



**પ્રકાશન વિભાગ**

**દારુલ ઉલૂમ ભરૂચ-મહમૂદનગર**

મુ. પો. કંથારીઆ-૩૯૨ ૧૬૨

તા. જિ. ભરૂચ • (Gujarat-India)

પ્રકાશન વર્ષ : હિ. સન ૧૪૨૪ • ઈ. સન ૨૦૦૩

પ્રત : ૨૦૦૦

આવૃતિ : બીજી

મુદ્રક :

**કલા મુદ્રણાલય**

એ-૧૨૧, પટેલ સુપર માર્કેટ-ભરૂચ

ફોન : (૦૨૬૪૨) ૨૬૧૩૨૨

# આ વાતો પર ધ્યાન આપો

★ દવા કરવી સુન્નત છે અને દુઆ કરવી પણ સુન્નત છે.

★ આ કિતાબમાં અમે જે "આયાતે શિફા" લખી છે તેનો અર્થ એ નથી કે બીમાર દવા કરવાની બંધ કરી દે, બલ્કે દવા અને દુઆ બન્ને ચાલુ રાખે. અલબત્ત, કુર્આની દુઆ મરતબામાં દવા કરતાં વધીને છે.

★ દવામાં તાસીર અલ્લાહ જ પેદા ફરમાવે છે અને દુઆ પણ અલ્લાહના ચાહવાથી કબૂલ થાય છે. એટલા જ માટે પૈગમ્બરો (અલયહિમુસ્સલામ)ની તાલીમમાં આ

બતાવવામાં આવ્યું છે કે :

બેશક, મારો રબ (પાલનહાર) દુઆ અને પુકારને સાંભળનારો છે.

હે મારા પરવરદિગાર ! મને અને મારી ઓલાદને નમાઝ કાઇમ રાખનારા બનાવી દે !

હે અમારા રબ (પાલનહાર) ! અમારી દુઆ કબૂલ ફરમાવ ! *

(૧૪, સૂરએ ઇબ્રાહીમ, આયત ૩૯-૪૦)

દુઆએ શિફાનો ફાયદો અલ્લાહના ચાહવાથી દરેક તે શખ્સને થશે જે શિર્કથી બચશે.

.................................................................................

* તાસીર તો જરૂર દવા ઔર દુઆમેં હે, લેકિન શિફા મરીઝકી દસ્તે ખુદામેં હે.



★ અલ્લાહની કિતાબ (કુર્આન)માં બીમારીની શિફાના માટે આયાત મોજૂદ છે.

★ બીમારીમાં કુર્આને મજીદની આયાતનો સહારો હાસિલ કરો.

★ તંદુરસ્તી હાસિલ કરવામાં અલ્લાહની આયાત પર યકીન રાખો.

★ અલ્લાહના કલામ (કુર્આન)ની આયાતથી રોગી નિરોગી થાય છે.

★ અલ્લાહના કલામમાં શિફા છે.

★ અલ્લાહની રહમ તથી નાઉમ્મીદ (નિરાશ) હરગિઝ ન થાઓ.

★ બીમારીથી પહેલાં તંદુરસ્તીની કદર કરવી જોઇએ.

★ બીમારીની નિસ્બત આપણા (પોતાના) તરફ છે. શિફાની નિસ્બત અલ્લાહની તરફ છે.

★ ઝાહિર અને બાતિન (પ્રગટ અને છૂપી) બધી બીમારીઓની કિતાબે મુબીન (કુર્આન)માં શિફા છે.

★ અલ્લાહ તબારક વ તઆલા આપને ત્વરિત, પરિપૂર્ણ અને કાયમી શિફા નસીબ ફરમાવે. (આમીન !)



# આયાતે શિફા

★ "બિસ્મિલ્લાહ" સાથે સૂરએ "ફાતિહા" (અલ્હમ્દુ શરીફ) સંપૂર્ણ પઢો.

❶ وَيَشْفِ صُدُوْرَ قَوْمٍ مُّؤْمِنِيْنَ ○

**વ યશ્ફિ સુદૂ-ર કવમિમ મુઅમિનીન'**

(સૂરએ 'તવબા', આયત : ૧૪)

**અને ઇમાનવાળી કોમના સીનાઓને અલ્લાહ તઆલા શિફા અતા ફરમાવશે.**

(૨) يَآيُّهَا النَّاسُ قَدْ جَآءَتْكُمْ مَّوْعِظَةٌ مِّنْ رَّبِّكُمْ وَشِفَآءٌ لِّمَا فِى الصُّدُوْرِ وَهُدًى وَّرَحْمَةٌ لِّلْمُؤْمِنِيْنَ ○

**'યા અય્યુહન્નાસુ કદ જાઅત્કુમ મવ્ઇઝતુમ મિર્રબ્બિકુમ વ શિફાઉંલ લિમા ફીસ્સુદૂરિ વ હુદંવ વ રહમતુલ્લિલ મુઅમિનીન'**

(સૂરએ 'યૂનુસ', આયત : ૫૭)

'હે ઇન્સાનો! તમારી પાસે એક નસીહતનામું તમારા રબ (પરવરદિગાર)ની તરફથી આવી ચૂક્યું છે અને સીનાઓની તમામ બીમારીઓના ઇલાજ પણ એમાં છે. જેઓ ઇમાન લાવશે તેમને હિદાયતનો રસ્તો મળી જશે. સાથો સાથ અલ્લાહની રહમત પણ મેળવી લેશે.

૩ يَخْرُجُ مِنْ بُطُوْنِهَا شَرَابٌ مُّخْتَلِفٌ
اَلْوَانُهٗ فِيْهِ شِفَآءٌ لِّلنَّاسِ ○

**'યખ્રુજુ મિમ બુતૂનિહા શરાબુમ મુખ્તલિફુન અલ્વાનુહૂ ફીહી શિફાઉલ્લિન્નાસિ'**

(સૂરએ 'નહલ', આયત : ૬૯)

મધમાખીના પેટમાંથી પીવાની ચીઝ અર્થાત્ મધ નીકળે છે (અલ્લાહના હુકમથી), જેના રંગ અલગ અલગ હોય છે અને તેમાં ઇન્સાનોના માટે શિફા છે.

૪ وَنُنَزِّلُ مِنَ الْقُرْاٰنِ مَا هُوَ شِفَآءٌ
وَّرَحْمَةٌ لِّلْمُؤْمِنِيْنَ ○

**'વ નુનઝ્ઝિલુ મિનલ્કુઆનિ મા હુ-વ**

## શિફાઉંવ વ રહમતુલ્લિલ મુઅમિનીન'

(સૂરએ 'બની ઇસ્રાઇલ', આયત : ૮૨)

અને અમે ઉતારીએ છીએ કુર્આન, જેમાં શિફા છે અને રહમત છે ઇમાનવાળાઓના માટે.

૫ وَاِذَا مَرِضْتُ فَهُوَ يَشْفِيْنِ ۝

**'વઈઝા મરિદતુ ફહુ-વ યશ્ફીન'**

(સૂરએ 'શુઅરા', આયત : ૮૦)

અને જ્યારે હું બીમાર પડું છું ત્યારે તે જ (અલ્લાહ જ) મને શિફા અતા ફરમાવે છે.

૬ قُلْ هُوَ لِلَّذِيْنَ اٰمَنُوْا هُدًى وَّشِفَآءٌ ۝

**'કુલ હુ-વ લિલ્લઝી-ન આમનૂ હુદંવ વ શિફાઉન'**

(સૂરએ 'હા-મીમ', આયત : ૪૪)

હે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપ ફરમાવી દો કે આ કુર્આન ઇમાનવાળાઓના માટે હિદાયતનો રસ્તો છે અને બીમારીઓમાં શિફા પણ છે.

નોંધ : શક્ય હોય તો પાના નં. ૨૧ ઉપર આપેલી દુઆએ ઇબ્રાહીમ (અલયહિસ્સલામ)ને યાદ કરી લે અને દરરોજ જેટલી વખત ચાહે પઢી લે.



## ફાયદાઓ

★ - ગુર્દહ (મૂત્રપિંડ, Kidney ક઼િડની)માં પથરી હોય,

- પિત્તાશય (કલેજુ, કાળજુ, યકૃત, Liver લિવર)માં પથરી હોય,

- પેશાબના તંત્રમાં ગરબડ હોય અથવા ઓપરેશનની નોબત હોય,

- અલ્લાહ ન કરે કોઇ બીજી બીમારી હોય, તો....

• એક સફેદ બાટલીમાં સાફ સ્વચ્છ પાણી ભરીને તેમાં થોડું શુદ્ધ મધ અને ઝમ-ઝમ મેળવો.

- તે પછી ઉપર લખેલી "આયાતે શિફા" અનુવાદ વગર ૪૧ (એકતાળીસ) વખત અને શરૂઆતમાં અને અંતમાં દુરૂદ શરીફ :

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અબ્દિ-ક વ રસૂલિકન્નબિય્યિલ ઉમ્મિય્યિ'**

પઢીને બાટલીના પાણીમાં દમ કરી લો.

- તે પછી બાટલીના પાણીને થોડું થોડું સતત ૪૧ (એકતાળીસ) દિવસ સુધી અચૂક ફજરની નમાઝ બાદ પીતા રહો.

- પાણી પૂરું થવા આવે તો સાફ સ્વચ્છ પાણી બાટલીના બચેલા પાણીમાં મેળવતા રહો. ઇન્શાઅલ્લાહ શિફા થશે.

* બાટલીના પાણીમાં દમ કરતી વખતે ''આયાતે શિફા''ની માત્ર અરબી ઇબારત પઢવામાં આવે. અનુવાદ મેં માત્ર એટલા માટે લખ્યો છે કે બીમાર જાણી શકે કે કઇ આયતનો ભાવાર્થ શું છે; જેનાથી એના દિલને સંતોષ થાય.

* બીમારી જો હજુ વધારે ઉગ્ર હોય તો કોઇ આલિમ કે કોઇ નેક સુશિક્ષિત માણસ પાસે બટર પ઼ેપરના ૪૧ (એકતાળીસ) ટુકડાઓ પર દરેક પર 'આયાતે શિફા'ને ઝઅફ઼રાન (કેસર) વડે લખાવીને પોતાની પાસે રાખી લો.

આ કામ મુશ્કેલ જ઼રૂર છે; પરંતુ

એની અસર અલ્હમ્દુ લિલ્લાહ ઘણી જ વધારે (પ્રબળ) થાય છે.

★ તે પછી દરરોજ ફજરની નમાઝ બાદ એક ગલાસમાં સાફ સ્વચ્છ પાણી લઇને તેમાં થોડું શુદ્ધ મધ અને ઝમઝમ મેળવી લો. તે પછી બટર પેપરના ૪૧ (એકતાળીસ) ટુકડામાંથી એક ટુકડો લઇને પાણીમાં એ રીતે ઘોળો કે ઝઅફરાન (કેસર) વડે લખેલી આયાત પાણીમાં ભળી જાય અને કાગળને કાઢીને કોઇ પાક જગાએ મૂકી દો અથવા દફન કરી દો.

તે પછી એ ગલાસના પાણીને કિબ્લારુખ ઊભા થઇને પી લો.

એ પ્રમાણે ૪૧ (એકતાળીસ) દિવસ સુધી કરો. ઇન્શા'અલ્લાહ ત્વરિત, પરિપૂર્ણ અને કાયમી શિફા નસીબ થશે.

★ આ ''આયાતે શિફા''ને પઢનારા અને પઢાવનારા દરેકને તાંકીદ કરવામાં આવે છે કે શિફા માટેના આં નુસ્ખાને પેટ ભરવાનો ઝરીઓ ન બનાવે. ખુલૂસ (નિખાલસતા), લિલ્લાહિય્યત અને રઝાએ ઇલાહીના માટે, અલ્લાહ પર યકીન રાખીને એનો ઉપયોગ કરાવવામાં આવે અથવા કરવામાં આવે.

★ બેહતર તો આ છે કે મરીઝ (બીમાર) પોતે પઢે અને પોતે જ દમ કરી લે. જો તેને લખતા-વાંચતા આવડતું ન હોય, તો કોઇ

આલિમ અથવા કોઇ નેક સાલેહ આદમી પાસે પઢાવીને દમ કરાવી લે.

* તઅવીઝ તરીકે આ "આયાતે શિફા"ને લખાવીને ગળામાં લટકાવવા માટે સખ્તીથી મનાઇ કરું છું.

* દરેક મુસલમાન મર્દ અને ઔરત આ "આયાતે શિફા"ને યાદ કરી લે તો બેહતર થશે; કે જેથી અચાનક જરૂરત પડવાથી દુઆનો ઉપયોગ કરવામાં કોઇના મોહતાજ થવું ન પડે.

* નાની નાની બીમારીઓ ઘરોમાં મોટા ભાગે લાહિક થતી રહે છે. એવા મોકા પર કોઇ પણ પાક સાફ મર્દ કે ઔરત બીમાર પર

'આયાતે શિફા' પઢીને દમ કરી દે તો પણ ઇન્શાઅલ્લાહ શિફા હાસિલ થશે. અલબત્ત માસિકવાળી ઔરત જયાં સુધી પાક ન થાય ત્યાં સુધી કોઇના પર દમ ન કરે. હા, પાકી હાસિલ થવા પછી ઇજાઝત છે.

★ બીમાર જો કોઇ ઔરત હોય અને માસિકની હાલતમાં હોય, તો એવી બીમાર ઔરત પર તેનો પતિ, ભાઇ કે કોઇ હૈઝથી પાક ઔરત દમ કરે તો કંઇ વાંધો નથી.



મોહતાજે દુઆ,

**અબ્દુલકરીમ પારેખ**

લકડ ગંજ, નાગપુર

# આયાતે શિફા

## آیاتِ شفاء

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۙ اَلرَّحْمٰنِ
الرَّحِيْمِ ۙ مٰلِكِ يَوْمِ الدِّيْنِ ؕ اِيَّاكَ
نَعْبُدُ وَاِيَّاكَ نَسْتَعِيْنُ ؕ اِهْدِنَا
الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ۙ صِرَاطَ الَّذِيْنَ
اَنْعَمْتَ عَلَيْهِمْ ۙ غَيْرِ الْمَغْضُوْبِ
عَلَيْهِمْ وَلَا الضَّآلِّيْنَ ۝

○ وَيَشْفِ صُدُوْرَ قَوْمٍ مُّؤْمِنِيْنَ ○

○ يَاۤاَيُّهَا النَّاسُ قَدْ جَآءَتْكُمْ مَّوْعِظَةٌ
مِّنْ رَّبِّكُمْ وَشِفَآءٌ لِّمَا فِى الصُّدُوْرِ
وَهُدًى وَّرَحْمَةٌ لِّلْمُؤْمِنِيْنَ ○

○ يَخْرُجُ مِنْ بُطُوْنِهَا شَرَابٌ مُّخْتَلِفٌ
اَلْوَانُهٗ فِيْهِ شِفَآءٌ لِّلنَّاسِ ○

○ وَنُنَزِّلُ مِنَ الْقُرْاٰنِ مَا هُوَ شِفَآءٌ
وَّرَحْمَةٌ لِّلْمُؤْمِنِيْنَ ○

○ وَاِذَا مَرِضْتُ فَهُوَ يَشْفِيْنِ ○

○ قُلْ هُوَ لِلَّذِيْنَ اٰمَنُوْا هُدًى وَّشِفَآءٌ ○

# દુઆએ ઈબ્રાહીમ અલયહિસ્સલામ

سورۃ الشعراء — دعاءِ ابراھیم علیہ السلام — آیت ۷۸ تا ۸۵

بِسْمِ اللّٰہِ الرَّحْمٰنِ الرَّحِیْمِ

• اَلَّذِیْ خَلَقَنِیْ فَهُوَ یَهْدِیْنِ ﴿۷۸﴾

• وَالَّذِیْ هُوَ یُطْعِمُنِیْ وَیَسْقِیْنِ ﴿۷۹﴾

• وَاِذَا مَرِضْتُ فَهُوَ یَشْفِیْنِ ﴿۸۰﴾

• وَالَّذِیْ یُمِیْتُنِیْ ثُمَّ یُحْیِیْنِ ﴿۸۱﴾

• وَالَّذِیْٓ اَطْمَعُ اَنْ یَّغْفِرَ لِیْ
خَطِیْٓـئَتِیْ یَوْمَ الدِّیْنِ ﴿۸۲﴾

• رَبِّ هَبْ لِیْ حُکْمًا وَّاَلْحِقْنِیْ بِالصّٰلِحِیْنَ ﴿۸۳﴾

وَاجْعَلْ لِّيْ لِسَانَ صِدْقٍ فِي الْاٰخِرِيْنَ ﴿۸۴﴾

وَاجْعَلْنِيْ مِنْ وَّرَثَةِ جَنَّةِ النَّعِيْمِ ﴿۸۵﴾

## ભાવાર્થ

(૭૮) સાંભળી લો ! જેણે મને પેદા ફરમાવ્યો છે. હિદાયતનો માર્ગ પણ મને તે જ બતાવશે.

(૭૯) તે જ મને ખવરાવે છે અને પાવડાવે પણ તે જ છે.

(૮૦) અને જયારે હું બીમાર પડું છું તો તેના જ શિફા આપવાથી મને તંદુરસ્તી હાસિલ થાય છે.

(૮૧) મને મોત પણ તે જ આપશે અને ફરી

જીવંત પણ મને તે જ કરશે.

(૮૨) મેં અલ્લાહથી આશા લગાવી રાખી છે કે ઈન્સાફના દિવસે મારી ભૂલચૂકને તે જ માફ કરશે.

(૮૩) હે મારા પરવરદિગાર ! મને દાનિશમંદી અને દાનાઇ (જ્ઞાન, ડહાપણ, બુદ્ધિમત્તા, સમજદારી) અર્પણ કર ! અને મને નેક લોકોની સાથે શામિલ ફરમાવી લે.

(૮૪) અને ભવિષ્યમાં આવનારા લોકોમાં પણ મારી દઅવતની ચર્ચા સચ્ચાઇની બુનિયાદ પર જારી ફરમાવ.

(૮૫) અને મને નેઅમતવાળી જન્નતનો વારસદાર બનાવી દે !

(સૂરએ 'શુઅરા', આયત : ૭૮ થી ૮૫)

# ફઝીલત

ઇમામે તરીકત અબુલ કાસિમ કુશૈરી (રહમતુલ્લાહિ અલયહ) ફરમાવે છે કે,

"મારો એક છોકરો એટલો બીમાર થયો કે મૌતના નજીક પહોંચી ગયો. મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ખ્વાબમાં જોયા. આપની ખિદમતે અકદસમાં છોકરાની હાલત બયાન કરી.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "તમે આયાતે શિફાથી મદદ કેમ લેતા નથી ?"

હું જાગ્યો અને વિચાર કર્યો તો આયાતે શિફા ૬ (છ) ઠેકાણે મળી, જેનું વર્ણન ઉપર થઇ ગયું છે." (મદારિજુન્નુબુવ્વહ)